અર્જુન: હા. આજે ચિત્રા મારે મન વસી છે એ કયા વ્રતની પૂર્ણાહુતિ માટે યાત્રાએ ગઇ હશે, તે હું સમજી શકતો નથી. એને શાની જરૂર હોઇ શકે?

ચિત્રા: એને શાની જરૂર? અરે, એ દુર્ભાગી સ્ત્રી પાસે હતુંજ શું! એના ઉમદા ગુણોજ એના સ્ત્રી હૃદયને અંધારી કોટડીમાં પૂરી રાખી કેદખાનાની ગરજ સારે છે. એ બિચારી અંધારામાંજ રહી છે; એની વાસનાઓ તૃપ્ત નથી થઇ. એના સ્ત્રીહૃદયને ફક્ત ચીથરામાં સજાઇને રહેવું પડે છે; એને સૌંદર્ય નથી મળ્યું. પર્વતના શિખર પર બેઠેલી કાળાં વાદળાંની છાયાથી નિસ્તેજ બનેલી, કોઇ આનંદહીન પ્રભાતની દેવી સમી એ છે. એના જીવનવૃત્તાંત વિષે મને ન પૂછશો. પુરૂષના કાનને એ જીવનકથા મધુર નહિ લાગે!

અર્જુન: એના વિષે બધુંય જાણવાને હું ઇંતેજાર છું. મધ્યરાતે કોઇ અજાણ્યા નગરમાં આવી ચડેલા મુસાફર જેવી મારી સ્થિતિ છે. એ નગરના ઘુમ્મટો, મિનારાઓ અને બગીચાના વૃક્ષો માત્ર આભાસ-સરૂપ–છાયા જેવાં દેખાય છે અને નિદ્રાની શાન્તિનો ભંગ કરતી સમુદ્ર ગર્જનાનો ધીમો અવાજ સંભળાય છે. સવાર ક્યારે પડે ને એ નગરની અજબ સુંદરતા તે નિહાળી શકે, એવી ઉત્સુકતાથી તે રાહ જોઇ રહે છે. મારી સ્થિતિ એવી થઇ છે. મને એની વાત કહે!

ચિત્રા: હવે કહેવા જેવું બાકી શું રહ્યું છે!

અર્જુન: સફેદ ઘોડા પર સવાર થઇ ડાબા હાથમાં લગામ પકડી, જમણા હાથમાં ધનુષ્ય રાખી વિજયદેવી સમી પોતાની આજુ-બાજુ આનંદમય આશાનો સંચાર કરતી એને હું મારી કલ્પના–દૃષ્ટિથી જોઉં છું. ખબરદાર સિંહણ જેમ ભયાનક પ્રેમથી પોતાનાં બચ્ચાંનું રક્ષણ કરે છે, તેમ એ પ્રજાનું રક્ષણ કરી રહી છે. અલંકાર વિનાના એ સ્ત્રીના સશક્ત હાથ સુંદર દેખાય છે શીયાળાની લાંબી ઉંઘ કરી જાગેલા સર્પની જેમ મારૂં દિલ બેચેન થયું છે, સુંદરી! ચાલ, આપણે બન્ને ઘોડેસ્વાર થઇ, બે તેજના ગોળા આકાશમાં ઉડે તેમ ઉડી જઇએ! ચાલ, આ નિદ્રા આણતાં લીલાંછમ, સુગંધના નિશાથી ભરેલાં, શ્વાસોશ્વાસ રોકી રાખતા કેદખાનામાંથી નાસી છૂટીએ.

**ચિત્રા:** અર્જુનદેવ ! સાચું કહેજો. જો કોઇ જાદુઇ શક્તિથી હું મારી આ વિષયાસક્ત નાજુકતા, દુનિયાના સ્પર્શથી લજ્જા પામતું આ સૌંદર્ય દૂર કરૂં, માંગી આણેલા પોશાકની જેમ મારા શરીરમાંથી કાઢી ફેંકી દઉં, તો તમે તે સહી શકશો ? લાડઘેલી અબળાના નખરાં અને હાવભાવ તજી દઇ હિમ્મતવાન મર્દની જેમ બળવાન બની ટટાર ઉભી રહું, વેલીની જેમ ધુળમાં રગદોળવાનું છોડી પહાડ-પરના ઉંચા દેવદારૂ વૃક્ષની જેમ મારૂં મસ્તક ગૌરવથી ઉંચું રાખું, તો તમારી પુરૂષદૃષ્ટિને શું હું પ્રિય લાગીશ ? ના, ના, તમે તે નહિ સહી શકો ! એનાં કરતાં ચંચલ યુવાનોને આકર્ષે એવી રમતની સામગ્રીઓ મારી આસપાસ રાખી, ધીરજથી તમારી વાટ જોઉં એજ વધારે ઠીક છે. તમારી પાછા ફરવાની ઇચ્છા હશે ત્યારે આ ખુબ-સુરત શરીર રૂપી પ્યાલીમાં આનંદરસ રેડી તમને હસતી હસતી પાઇશ. પછી પાછા કંટાળો અને તૃપ્ત થઇ જાઓ ત્યારે તમારે કામે પાછા વળજો. હું વૃદ્ધ થઇશ ત્યારે તમારા હૃદયમાં મારે માટે જે કંઇ એક ખુણો રહેશે તેનો હું નમ્રતાથી અને આનંદથી સ્વીકાર કરીશ. તમારી રાત્રિની ક્રીડાની સખી દિવસે પણ તમારી સાથી થવાની અભિલાષા રાખે, તમારો ડાબો હાથ તમારા પ્રતાપી જમણા હાથના કર્તવ્યભારમાં ભાગ લેતાં શીખે તો શું તમારૂં વીર હૃદય પ્રસન્ન થશે ?

**અર્જુન:** વ્હાલી ! મને હંમેશાં લાગે છે કે હું હજી તને પૂરે-પૂરી નથી પિછાણી શક્યો ! સોનાની મૂર્તિમાં છૂપાયલી દેવી જેવી તું મને લાગે છે. તારી અમુલ્ય બક્ષીસોના બદલામાં હું તને સ્પર્શી શકતો નથી, કે નથી તને કંઇ આપી શકતો. એ રીતે મારો પ્રેમ અપુર્ણ રહે છે. કોઇક વેળા તારી શોકમય નઝરના ભેદી ઉંડાણમાં, પોતાનાજ અર્થની મજાક કરતા હોય એવા તારા રમતીઆળ શબ્દો-માં, આ શરીરના ઉત્સુક લાવણ્યનું બંધન તોડી, સ્મિતનો આછો પડદો ચીરી દુ:ખાગ્નિમાં સ્નાન કરી પવિત્ર થઇ નીકળવા પ્રયત્ન કરતા કોઇ જીવનો આભાસ થાય છે. આ એ સત્યનું પ્રથમ દર્શન છે. સત્ય પોતાના પ્રિયતમ પાસે છૂપા વેશમાં આવે છે, પણ વખત

જતાં અલંકારો અને ઘુંઘટ દૂર કરી પોતાનું સાચું સ્વરૂપ પ્રકટ કરે છે. તારાં એ સત્ય અને અંતિમ સ્વરૂપમાં દર્શન કરવા હું વલખાં મારું છું.

શા માટે આંસુ સારે છે, મારી વ્હાલી! શા માટે તારું મુખ ઢાંકી લે છે? મેં તને દુભવી પ્રિયતમાં? તો મેં કહ્યું તે બધું ભુલી જા. હું વર્તમાનથીજ સંતોષ માનીશ. કોઇ અદૃશ્ય માળામાંથી આવતા ભેદી પક્ષીના ગાનની જેમ આનંદની પ્રત્યેક પળ મારી પાસે આવવા દે. એ ભેદ ખુલવાની આશામાં ને આશામાં હું રાહ જોતો બેસીશ અને મારા દિવસો નિર્ગમન કરીશ.

# પ્રવેશ નવમો.

## પાત્રોઃ ચિત્રા અને અર્જુન.

( ચિત્રા ઝભ્ભો પ્હેરીને આવે છે )

ચિત્રાઃ નાથ ! આનંદરસની આખી પ્યાલી પી ગયા ? હવે એક પણ ટીપું બાકી નથી ? શું એ ખેલ ખતમ થયો ? ના, ના ! સઘળું ખતમ થઇ ગયા પછી યે કંઇક તો બાકી રહેશે; અને તે કંઇક તમારે ચરણે મારી છેલ્લી ભેટ છે !

હૃદયેશ્વર ! તમારી પૂજા માટે સ્વર્ગના નંદ વનમાંથી હું અનુપમ સુંદર પુષ્પો લાવી હતી. હવે એ પૂજા પૂરી થઇ હોય, પુષ્પો બધાં ચીમળાઇ ગયા હોય તો મંદિરમાંથી તેમને કાઢી બ્હાર ફેંકી દઉં ( ઝભ્ભો કાઢીને ફેંકી દે છે નીચે એણે પુરૂષ વેશ પ્હેરેલો છે ) હવે તમારી આ પુજારણ તરફ દયાભરી નજરે જુઓ !

જે પુષ્પો વડે મેં તમારી પુજા કરી તેવી હું ખુબસુરતીમાં સંપુર્ણ નથી. મારામાં ઘણીયે ખોડ ખાંપણો ભરી છે. જગતના ઘોરી માર્ગની હું મુસાફર છું. મારાં વસ્ત્રો પર ધુળ વળગી છે; મારા પગમાં કાંટા વાગવાથી લોહી નીકળે છે. પુષ્પ જેવી સુંદરતા ક્ષણિક જીવનની નિષ્કલંક મોહકતા હું કયાંથી લાવું ? તમારે ચરણે ધરવા મેં આણેલી ગૌરવ ભરી ભેટ એક સ્ત્રીનું હૃદય છે ! એ હૃદયમાં એક માટીની પુતળીની હર્ષ શોકની, આશા, ભય અને લજ્જાની લાગણીઓ ભેળી થઇ છે; એજ હૃદયમાં અમર જીવન જીવવા મથતો પ્રેમ પ્રકટયો છે ! હૃદયમાં અપુર્ણતા છે, જે હજીયે ભવ્ય અને ઉમદા છે. પુષ્પ પુજા જો પુરી થઇ હોય, નાથ ! તો ભવિષ્ય માટે આ શરીરનો દાસી તરીકે સ્વીકાર કરો !

હું રાજકુમારી ચિત્રા છું. એક દિવસ સુંદર વસ્ત્રાલંકાર સજી શિવ મંદિરમાં એક સ્ત્રી તમારી પાસે આવી હતી તે યાદ હશે. એ બેશરમ સ્ત્રી પોતે પુરૂષ હોય તેમ તમારો પ્રેમ માંગવા આવી હતી. તમે તેનો અસ્વીકાર કર્યો એ ઠીકજ કર્યું. નાથ હું તે સ્ત્રી છું. તે મારો છુપો વેશ હતો. તે પછી દેવોના વરદાનથી એક વર્ષ માટે મેં મનુષ્ય જાતિમાં કોઇને નહિ મળ્યું હોય એવું અત્યંત ઝળહળતું

સૌંદર્ય મેળવ્યું. અને એ જીતરપીંડીના ભારથી મારા વીરનરના હૃદયને કંટાળો આપ્યો. ખચીત, હવે હું તે સ્ત્રી નથી !

હવે હું ચિત્રા છું ! હું પુજવા યોગ્ય દેવી તો નથી, છતાં દયાને પાત્ર બેદરકારથી હાંકી કાઢવા જેવું પતંગીઉંય નથી. ભય અને સાહસભર્યાં કર્તવ્યોમાં મને તમારે પડખે રાખવાની કૃપા કરશો. તમારા જીવનની મહાન ફરજો અદા કરવામાં મને ભાગ લેવા દેશો. તો મારા સત્ય સ્વરૂપને બરોબર પિછાણી શકશો. મારા ગર્ભમાં તમારા જે બાળકને હું પોષી રહી છું તે જો પુત્ર અવતરશે તો તેને બીજો અર્જુન બનવાનું હું જાતે શિક્ષણ આપીશ, અને વખત આવ્યે તેને તમારી પાસે મોકલીશ, ત્યારેજ તમે મને પુરેપુરી ઓળખી શકશો. અત્યારે હું તમારે ચરણે ફક્ત રાજકુમારી ચિત્રાજ ભેટ તરીકે ધરી શકું છું !

અર્જુનઃ પ્રિયા ! આજે મારૂં જીવન સફલ થયું !

સમાપ્ત.

## ચાલુ જમાનાનો ચમત્કારીક ઈલાજ !!!—
## —(ફાયદો ન કરે તો પૈસા પાછા)
## નપુંસકપણું મટાડી ઢીલી નસોમાં અપુર્વ તાકાત આપી લોહી
## તથા વીર્યને સુધારી કામ કરનાર સર્વોત્તમ દવા
# ચંદ્રકળા ચાકુતી
## (ચમત્કારીક દેશી ઓષધ)

અસલ ચંદ્રોદય રસનો ગુણ તથા પ્રભાવ કેવો અલૌકીક અને ચમત્કારી છે તે તો તેને વાપરનાર રાજા મહારાજા અમીર ઉમરાવ તથા શ્રીમંત લોકોજ જાણે છે પણ તેની કીંમત એટલી તો ભારે છે કે ગરીબ તેમજ સાધારણ માણસો હંમેશાં તેના ઉપયોગથી દુરજ રહે છે, તેથી અમોએ અદભુત શકતી આપનાર ઉત્તમોતમ ઔષધીઓ સાથે શાસ્ત્રોકત રીતે કાર્યકુશળતાથી ઉપર જણાવેલા ઉમદા રસનું તેમાં અનુપાન સાથેજ મીશ્રણ કરી તેનું "ચંદ્રકળા ગોળીઓ" એવું ઉત્તમ નામ આપ્યું છે, અને તેવાજ પ્રતાપથી આ ગોળીઓ પાસે કેસર, કસ્તુરી. અંબર, શીલાજીત, સુવર્ણ તથા મૈક્તિક મીશ્રીત ગોળીઓ પાકો, મોદકો તથા ચુર્ણાદિક કોઇ પણ દવાઓનું બીલકુલ તેજ પડતું નથી એમ અનુભવે સાબીત કરી આપ્યું છે.

આ ગોળીઓનું સેવન કરનાર મનુષ્યના શરીરમાંથી જુવાની કદી જતી નથી. શરીર દળ થાય છે અને કોઇપણ કારણથી પ્રાપ્ત થએલ અશકતી (નામરદાઇ) નો નાશ કરી શરીરના દરેક અવયવોની નસોને જાડી, લાંબી, મજબુત, લોહીઆળ, તથા વીર્યના ટકાવવાળી બનાવી ચાહે તેવા વીર્યહીન થએલા પુરૂષને પણ નવી જુવાનીમાં લાવી મુકે છે.

ફકત એકજ ડબીના સેવનથી વીર્યસ્રાવ, સુખધાત, સ્વપ્નાવસ્થા, પેશાબ અને દસ્ત વખતે ધાતુનું જવું શીથીલતાથી નીરાશ થવું, વીગેરે ધાતુના વીકારથી થતાં તમામ દરદોને તાત્કાળીક નાબુદ કરી લોહીને લાલ, વીર્યને ઘટ તથા જઠરાગ્નીને સતેજ કરી શીક્ષા તેમજ તવાઇ ગએલા શરીર તથા ચહેરાને પુનઃ ગુલાબી તથા કાંતીવાન બનાવે છે.

ફકત એકજ પખવાડીઆનાં પુરાં સેવનથી શરીરની ધાતુઓને, બાંધાની નસોને, લોહીને, માંસને. હાડકાને તથા ખાલી પડેલા મગજને સારી રીતે પુષ્ટી આપી શરીરના દરેક અવયવોના બળમાં આશ્ચર્યકારક વૃધ્ધિ કરી નબળી પડેલી છાતીમાં બેહદ જુસ્સો આપી તદ્દન અશકત તથા નીર્માલ્ય થયેલાં શરીરને પણ રૂષ્ટપુષ્ટ, મજબુત, બળવાન તથા કદાવર બનાવે છે.

**કીં. ગોળી ૨૪ ની ડબી ૧ ના રૂ. ૩–૦–૦ ત્રણ.**

**નમુના માટે આઠ ગોળીની બાટલીનો રૂ. ૧–૦–૦.**

ગુપ્ત ભાગની નસોની કમજોરી દુર કરો વીજળીક શકિત આપનાર અસાધારણ ચમત્કારીક વાદ્યુત લેપ.

### ચંદ્ર કામોદય ઘૃત.

નામર્દી કે નપુષકતાનો નાશ કરી વીજળીક શકતી અપનાર આ લેપ ઘણોજ ચમત્કારીક છે, ફકત એકજ શીશીના ઉપયોગથી હસ્તદોષથી ટુંકી પડેલી જનનેંદ્રીયને મુળ સ્થાનીએ લાવી તદન નામર્દ થયેલા પુરૂષોને પણ પુરા મરદ બનાવે છે. કોઇ પણ જાતના સંઢત્વનો આનાથી નાશ થાય છે, કુકર્મથી નબળી પડેલી નસોમાં નવો જોસ પેદા થાય છે તથા તુટેલી નસોને પણ જોડી દઇ કમજોર નસોને મહા બળવાન બનાવી સંસાર સુખ ભોગવવામાં કાયમની મરદાઇ બક્ષે છે.

**કીં. તો. ૨॥ ની શીશી ૧ ના રૂ. ૭. નમુનાની ०॥ તો. શીશીનો રૂ. ૧॥.**

**હિન્ડોચા ફાર્મસી,** કાલબાદેવી રોડ, ભાંગવાડી સામે, પહેલે માળે, મુંબઇ. નં. ૨.

# અંક ૧ લો.

સ્થળ:–રાજમાર્ગપર પડતો રાજમહેલનો ઝરૂખો.

**માલીની:** કમળ પત્રપરના જળબિંદુ પેઠે આ પળે મારૂં હૃદય ડોલી રહ્યું છે નેત્રો બંધ કરીને જોઉં છું તો આકાશમાં તોફાનના ચિન્હો સંભળાય છે ને કોણ જાણે કેમ મારા જીગરને દર્દ થાય છે.

(રાણી પ્રવેશ કરે છે.)

**રાણી:** બ્હેન, આ શું ? તારા યોવન અને સૌન્દર્યને શોભાવે એવાં વસ્ત્રો તું કેમ પહેરતી નથી ? તારાં અલંકારો કયાં છે ? મારી આશાની વેલ, તું શા માટે વસ્ત્રાલંકારો ધારણ કરતી નથી ?

**માલીની:** માતુશ્રી, કેટલાક એવા મનુષ્યો હોય છે કે જેઓ રાજ-મહેલમાં પણ જન્મથીજ ગરીબ રહે છે. જેમના નસીબમાં ગરીબીમાંજ દૌલતમંદી જોવાનુંજ લખાયલું હોય છે તેઓ સુવર્ણને સ્પર્શતા નથી.

**રાણી:** કાલા ઘેલા બોલ બોલતી મારી નાદાન બાલકી આવા મર્મ વાકયો બોલે છે ! બ્હેન, તારી વાત સાંભળું છું ત્યારે મારૂં હૃદય ભયથી ધડકી રહે છે. આપણા સઘળા ધર્મ શાસ્ત્રોથી વિરૂધ્ધ જતો આ નવો ધર્મ તું કયાથી ઉંચકી લાવી ? દીકરી, તારા પુજ્ય બૌધ્ધ સાધુઓ મેલી વિદ્યાનો ઉપયોગ કરે છે એમ લોકો કહે છે. તેઓ મનુષ્યોના મન જાદુથી હરી લઇ તેમાં જુઠાણાં ભરે છે. હું તને એમ પુછું કે શું ધર્મ શોધવાથી મળે એવી વસ્તુ છે ? શું ધર્મ સુર્યના પ્રકાશની પેઠે હંમેશાં એની મેળેજ મલી રહેતો નથી ? હું સાદી ભોળી સ્ત્રી છું પુરૂષોના ધર્મો ને પંથો સમજતી નથી હું એટલુજ જાણું છું કે સ્ત્રીનો સાચો ધર્મ પતિ અને બાળકોમાંજ સમાયલો છે.

(રાજા આવે છે.)

**રાજા:** માલિની! દીકરી! રાજવંશપર કાળાં વાદળ ઝઝુમી રહ્યા છે. તું જે વિનાશક પંથે જઇ રહી છે તેજ રસ્તે આગળ ન જા થોભ–જરા વાર થોભી જા.

**રાણી:** તમે કેવી અમંગલ વાત કરોછો ?

**રાજા:** માલીની! મારી મુર્ખ દીકરી! જો તારે આ પ્રાચીન દેશમાં તારો નવો ધર્મ આણવોજ હોય તો કિનારાપર વસતા લોકોને એકદમ તાણી જાય એવી ભયંકર રેલની પેઠે એ ધર્મને અચાનક ન લઇ આવ. તારા ધર્મને તારીજ પાસે રહેવા દે. તેની સામે પ્રજાનો ધિક્કાર ન ઉશ્કેર.

**રાણી:** મારી દીકરીને ઠપકો દઇને તમારી અટપટી મુત્સદ્દીગીરી એને ન શીખવો. એનાં ગુરૂઓ પસંદ કરી એને યોગ્ય લાગે તે રસ્તે જવાનો એને હક્ક છે

**રાજા:** રાણી, મારી પ્રજા ઉશ્કેરાઇ છે. તે માલીનીને દેશપાર કરવા માગે છે.

**રાણી:** દેશપાર ? કોને ? તમારી પોતાની પુત્રીને ?

**રાજા:** એની નાસ્તિકતાથી ભયભીત થઇ બ્રાહ્મણો એકત્ર થયા છે અને–

**રાણી:** નાસ્તિકતા ! શું તેમના જૂના થોથાંમાજ બધળાં સત્યો ભરી રાખ્યાં છે ? તેમને કહો કે તમારા ઉધાઇથી ખવાઇ ગયલા ધરમના થોથાઓ ફેંકી દો અને આ બાળક પાસે શીખવા આવો. મહારાજ ! હું તમને કહી દઉં છું કે આ છોકરી સામાન્ય બાળકી નથી. એ અગ્નિની પવિત્ર જ્વાળા છે. કોઇ દૈવી આત્મા આપણે ત્યાં જનમ્યો છે. એને ન ધિક્કારો; નહિ તો કોઇ દિવસ તમને કપાળે હાથ દઇ રોવું પડશે.

**માલીની:** પિતાજી, તમારી પ્રજાની અરજ માન્ય કરી મને દેશપાર કરો.

**રાજા:** કેમ બ્હેન ! તને તારા પિતાના ઘરમાં ગમતું નથી ?

**માલીની:** સાંભળો પિતાજી ! જેઓ મને દેશપાર કરવાની માગણી કરે છે તેઓ મારા વિના ટળવળી રહ્યા છે. મા ! મારી વ્હાલી મા ! મારા મનમાં શું રમી રહ્યું છે તે દર્શાવવાની મારી વાણીમાં શકિત નથી. જરા પણ દરકાર કર્યા વિના પુષ્પોને ખરવા દેતાં વૃક્ષોની પેઠે મને છોડી દો. મને જગતમાં જવા દો કેમકે દુનિયાને મારી જરૂર છે.

**રાજા:** બ્હેન, તારી વાત મને સમજાતી નથી.

**માલીની:** પિતાજી ! તમે રાજા છો. હિમ્મત રાખો ને તમારી ફરજ બજાવો.

**રાણી:** દીકરી ! તારા આ જન્મ સ્થલમાં તારે માટે સ્થાન નથી ? શું દુનિયાનો બોજો તારા કોમળ મસ્તકપર નાખવાનું વિધિનું નિર્માણ છે ?

**માલીની:** મને જાગ્રત દશામાં એવાં સ્વપ્નાં આવે છે કે પવન જોસથી ફુંકાઇ રહ્યો છે, સમુદ્રમાં ભરતી ચઢી છે, રાત અંધારી છે અને ભર દરીએ હોડી પડી છે. એ હોડીમાંના લાચાર પ્રાણીઓને લઇ જનાર માલમ ક્યાં છે? હું તેનો રસ્તો જાણું છું. મારો હાથ લાગતાંજ હોડી ચાલવા માંડશે. હું તેને કિનારે લઇ જઇશ.

**રાણી:** સાંભળો રાજન ! આ કોના શબ્દો છે ? શું એ આ નાહાન પુત્રી બોલે છે ? શું એ તમારી પુત્રી છે ? શું એણે મારી કુંખે જન્મ લીધો છે ?

**રાજા:** હા. રાત્રી પ્રભાતને જન્મ આપે છે છતાં પ્રભાત આખા જગતનું ગણાય છે. તેવીજ રીતે આ પુત્રી આપણી ને દુનિયાની છે.

**રાણી:** રાજન, આ જ્યોતિર્મયી મુર્તિને તમારા ઘરમાં આકર્ષી રાખવા જેવું તમારી પાસે કંઇજ નથી? દીકરી! માલીના તારા વાળ વીખરાઇને તારા ખભાપર ઉડી રહ્યા છે આવ,

હું તારો અંબોડો વાળું રાજન ! બ્રાહ્મણો આ કોમળ પુલને દેશપાર કરવા માગે છે !

રાજા: હા.

રાણી: તો માલીનીના નવા ધર્મની સ્થાપના થવા દો અને એ બ્રાહ્મણોને સત્યના નવા પાઠ ભણવા દો.

રાજા: રાણી, માલીનીને ઝરૂખામાંથી અંદર લઇ જાઓ જુઓ, રસ્તામાં લોકોનાં ટોળાં ભેગાં થતાં જાય છે.

(ત્રણે જણ જાય છે)

(ઝરૂખાની સામેના રસ્તાપર બ્રાહ્મણોનુ ટોળું આવી બુમ મારે છે)

બ્રાહ્મણો: રાજકુમારોને દેશપાર કરો.

ક્ષેમનકર: મીત્રો, સુહ્રદો, તમારા મન દ્દઢ રાખજો સર્વ દુશ્મનો કરતાં સ્ત્રી દુશ્મન વધુ ભયંકર હોય છે તે બુદ્ધિવાદને માનતી નથી ને શકિત તેની આગળ શરમાઇને ઝાંખી પડી જાય છે. સ્ત્રીની લાચારી આગળ પુરૂષની શકિત આનંદથી નમી પડે છે.

પહેલો એક બ્રાહ્મણ: આપણે રાજાને મળીને કહેવું જોઇએ કે તેના કુટુંબમાં એક ઝેરી નાગણ પાકી છે તે આપણા પવિત્ર ધર્મને ડંખવા માગે છે.

સુપ્રિય: ધર્મ ? હું જ મુર્ખો છું તમારીજ વાત હું સમજતો નથી. શું તમારો ધર્મ એક નિર્દોષ કન્યાને દેશપાર કરવાની આજ્ઞા કરે છે !

પહેલો બ્રાહ્મણ: તું ભેદુ છે સુપ્રિય ! અમારા સઘળા સાહસોમાં તું નકતર નાખવા આવે છે.

બીજો બ્રાહ્મણ: અમે અમારા ધર્મનાં રક્ષણ માટે એકત્ર થયા છે તે વખતે તું કબાબમાં હડ્ડી જેવો નડવા આવે છે.

સુપ્રિય: તમે એમ ધારો છો કે સંખ્યાના જોર પર તમે સત્ય નક્કી

કરી શકશો અને શોર બકોર કરીને બુધ્ધિને દાબી શકશો ?

પહેલો બ્રાહ્મણ: તું ઉધ્ધત છોકરો છે.

સુપ્રિય: હું ઉધ્ધત નથી પણ જેઓ પોતાના સાંકડા જીગરને અનુકુળ કરવા માટે ધર્મના ગમે તેવા આકાર ઘડે છે તેઓ ઉધ્ધત છે.

બીજો બ્રાહ્મણ: એને બ્હાર કાઢો.

૧ લો બ્રાહ્મણ: અમે સઘળાએ રાજકુમારીને દેશપાર કરવાનો નિશ્ચય કર્યો છે. જેને એ માન્ય ન હોય તે અહિંથી ચાલ્યો જાય.

સુપ્રિય: બ્રાહ્મણો, તમે મને તમારા મંડળમાં દાખલ કર્યો એ તમારી ભૂલ હતી. હું તમારો છાયા કે તમારા પોપટનો પડઘો થવા માગતો નથી. ધાંધલ અને શોરબકોર કરનારાઓની સાથે સત્ય રહેતું હોય એમ હું કદિ કબુલ કરવાનો નથી અને મારા ધર્મનો આધાર પશુબળપર છે એ વિચારથી મને લાજ આવે છે. (કેમનકરને) મિત્ર હું જાઉં છું.

કેમનકર: નહિ. હું તને જવા દેવાનો નથી. તારૂં મન મક્કમ છે તે હું જાણું છું. વાદવિવાદ કરતી વખતેજ તું શંકા કુશંકા ને વશ થાય છે. મૈન રહે મિત્ર! વખત ઘણો ખરાબ છે

સુપ્રિય: આ અંધશ્રધ્ધા મારાથી સહન થતી નથી. એક કન્યાને તેના ઘરમાંથી કાઢી મુકવાથી ધર્મનું રક્ષણ થવાનું હતું ? એનો ગુન્હો શો છે તે તો કહો ? સત્ય અને પ્રેમ ધર્મના આત્મા અને શરીર છે એમ તે નથી માનતી ? જો માનતી હોય તો એ એકજ માન્યતામાં સર્વ ધર્મોનું તત્વ સમાઇ જતું નથી ?

કેમનકર: ધર્મનું તત્વ એકજ છે પણ તેના આકાર જુદા છે પાણી એકનું એકજ છે પણ તેને જુદા જુદા કિનારા હોય છે અને તે જુદી જુદી પ્રજાની માલીકીના છે. તમારા પોતાના જીગરમાં પાણીનો ઝરો હોય તો તે રહેવા દો. તેટલા માટે

જમાનાઓ થયા સાચવી રાખેલા બાપદાદાના કુવામાંથી પાણી ભરવા જનાર તમારા પાડોશીને ધિક્કારવાનો તમને હક નથી.

**સુપ્રિય:** તુ કહે તે મારે કબુલ છે.

(ત્રીજો બ્રાહ્મણ આવે છે.)

**ત્રીજો બ્રાહ્મણ:** ફતેહ ફતેહ ! આપણો ઉપદેશ માન્ય રાખી રાજ્યનું લશ્કર આપણી પડખે આવવા તઇયાર થયું છે.

**બીજો બ્રાહ્મણ:** લશ્કર મને એ પસદ નથી.

**પહેલો બ્રાહ્મણ:** મને પણ નહિ. એ તો બંડ થયું.

**બીજો બ્રાહ્મણ:** કેમનકર, હું એમ છેલ્લે પાટલે બેસવા માગતો નથી.

**પહેલો બ્રાહ્મણ:** આપણો ધર્મ વિજય મેળવશે–શાસ્રો નહિ. લોહી રેડવાથી ધર્મ બચતો નથી. પશ્ચાતાપ કરો–વેદ મંત્રો ઉચ્ચારો અને દેવતાઓની પ્રાર્થના કરો.

**બીજો બ્રાહ્મણ:** ઓ દેવી ! માતા ! જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય છે ત્યારે તું અવતાર ધારણ કરે છે આવ, માત, આવ અને નાસ્તિકોને ધુળ ચાટતા કર. અમારો ધર્મ સાચો છે એ પુરવાર કરવા જલદી આવ.

**સઘળા:** માતા. અમે તને પ્રાર્થના કરીએ છીએ. સ્વર્ગમાંથી નીચે આવ અને જગતનો ઉધ્ધાર કર.

(માલીની આવે છે.)

**માલીની:** હું આવી છું, (સુપ્રીય અને કેમનકર તેને જોતાં અલગ ઉભા રહે છે બીજા બધા નમન કરે છે)

**બીજો બ્રાહ્મણ:** દેવી, માતા, તું તારી ભયંકર મુર્તિ તજી દઇ સુંદર માનવ કન્યા થઇ આખર આવી ખરી ? તું ક્યાંથી આવી મા ? શું ઇચ્છે છે ?

**માલીની:** હું તમારા પોકારથી વિદેશમાં આવી છું.

**બીજો બ્રાહ્મણ:** તારા બાળકોનો પોકાર સાંભળી તું સ્વર્ગ તજી આવી મા ?

**પહેલો બ્રાહ્મણ:** પાહીમામ્ પાહીમામ્ ! દુનિયામાં કળજુગ આવ્યો છે મા !

**માલીની:** હું તમને કદિ પણ વ્હીલા મુકીશ નહિ. મારી ખાત્રી હતી કે તમારા દ્વાર મારે માટે હંમેશાં ખુલ્લા છે. તમે મને દેશપાર કરવાની બુમ મારી અને રાજમહેલના વૈભવ વિલાસમાંથી હું ઝબકીને જાગી ઉઠી

**કેમનકર:** રાજકુમારી !

**સર્વ:** શું ? આ રાજકુમારી !

**માલીની:** મને મારા ઘરમાંથી હાંકી કાઢવામાં આવી છે એટલે હું તમારા ઘરને મારૂં ઘર સમજીશ બોલો, સાચું કહો, તમને મારી જરૂર છે ! હું એકાંતમાં રહેતી હતી ત્યારે તમે મને બ્હારના દુનિયામાં બોલાવી હતી ? એ વાત સાચી હતી કે સ્વપ્ન ?

**પહેલો બ્રાહ્મણ:** માતા ! તું અમારા જીગરમાં જડાઇ ગઇ છે

**માલીની:** હું રાજમહેલમાં જન્મી હતી કદિ બારીએથી ડોકીયું કરી બ્હાર જોતી નહિ. મેં સાંભળ્યુ હતું કે દુનિયા દુઃખથી ભરી છે એ દુઃખ કેવું હોય તે હું જાણતી ન્હોતી. હવે દુઃખ કેવું હોય તે મને જોવા દો.

**પહેલો બ્રાહ્મણ:** તમારો મધુર સ્વર મારી આંખમાં પાણી લાવે છે.

**માલીની:** વાદળામાંથી હમણાંજ ચંદ્ર બ્હાર આવ્યો છે. આકાશમાં મહદ્ શાંતિ છવાઇ છે. એ એક ચંદ્રના પ્રકાશમાં આખા વિશ્વને એકત્ર કરવા માગે છે આ રસ્તો વૃક્ષોની છાયામાં ગુમ થઇ જાય છે; પેલા ઘરો ને દેવળો, દુર વહેતી પેલી નદી ત્યાં એકલી પડી છે. સ્વપ્નાનાં વાદળાંમાંથી અચાનક વરસાદની ઝુંડીની પેઠે હું આ રસ્તાપર માનવ જગતમાં આવી પડી હોઉં એમ લાગે છે.

**પહેલો બ્રાહ્મણ**: તું આ જગતનો દૈવી આત્મા છે.

**બીજો બ્રાહ્મણ**: અમે તને દેશપાર કરવાની બુમ મારી ત્યારે અમારી જીભ કપાઇ કેમ ન ગઇ ?

**પહેલો બ્રાહ્મણ**: ચાલો, બ્રાહ્મણો ! આપણે આપણી માતાને પુનઃ તેના ઘરમાં લઇ જઇએ

(બ્રાહ્મણો સાથે માલીની જાય છે.)

**કેમનકર**: આ માયાથી ભ્રમિત ના થતો સુપ્રિય, તું ઉંઘમાં ચાલતા મનુષ્યની પેઠે કયાં જાય છે ?

**સુપ્રિય**: મને જવાદો–જવાદો.

**કેમનકર**: શાંત થા. તું પણ એ અંધાઓની પેઠે આગમાં બળવા જાય છે ?

**સુપ્રિય**: કેમનકર, શું એ સ્વપ્નું હતું ?

**કેમનકર**: હા સ્વપ્નુંજ ! તારી આંખ ઉઘાડ ને જાગ્રત થા.

**સુપ્રિય**; તમારા સ્વર્ગની આશા ખોટી છે. આજ સુધી મંત્રતંત્રની માથાકુટમાં મેં વ્યર્થ સમય ગાળ્યો. મને તેથી કદિ પણ શાંતિ મળી નહેતી. જનસમુહનો અને શાસ્ત્રોનો પ્રભુ મારો પોતાનો પ્રભુ નથી. તેઓએ કદિ મારા પ્રશ્નોના જવાબ આપી મને દિલાસો દીધો નથી. પણ અંતે મેં આ દુનિયામાં જીવંત દૈવી આત્મા શોધી કાઢયો છે.

**કેમનકર**: અફસોસ મિત્ર ! પુરૂષનું હૃદય તેનેજ છેતરે છે એ પળ અતિ ભયંકર હોય છે. તે સમયે અંધ વાસના તેનો ધર્મ બને ને બે ઘડીની મોજ તેના પ્રભુની ગાદી છીનવી લે છે. સુંદર સફેદ વાદળામા ઉંઘતો પેલો ચંદ્ર શું અનંત સત્યનું સ્વરૂપ છે ? કાલે સ્હવારે સૂર્યોદય થશે અને ભૂખ્યા માનવીઓ પેટ ભરવાને હજાર વલખાં મારવા શરૂ કરશે. તે સમયે આ ચંદની ભાગ્યેજ કોઇને સ્મૃતિ રહેશે. માત્ર નિંદ્રા અને માયાની છાયાની ઝાંખી યાદ ! સુંદરીના ભ્રમાત્મક

સૌન્દર્યની ગૂંથેલી જાદુઇ જાળ એવીજ છે—શું કદિપણ એ સત્યનું સ્થાન લઇ શકશે? તારી એવી કોઇ પણ ભ્રમણા સત્યની શોધમાં ભટકતા તારા આત્માને ઠારી શકશે?

સુપ્રિયઃ અફસોસ, હું કંઇ જાણુતો નથી.

કેમનકરઃ તારા સ્વપ્નાં ભુલી જા ને જાગ્રત થા. યુગયુગ થયા ખડા રહેલા પ્રાચીન ધર્મમંદિરમાં આગ લાગી છે. ધર્મના ભાવી પ્રલયની ઉપર આપણા પુર્વજો આંસુ ભરી રહ્યા છે, આવી અંધકારમય રાત્રીએ દુશ્મન આપણા કિલ્લાના દરવાજા આગળ આવી ઉભો છે, શહેરના નાગરિકો ઉંઘતા પડયા છે અને ભ્રમિત થયલા મનુષ્યો ભાઇ ભાઇના ગળા રહેંસી રહ્યા છે ત્યારે તું ચળીત થઇ જશે?

સુપ્રિયઃ નહિ. હું તમારી સાથે રહીશ.

કેમનકરઃ ત્યારે હવે હું જાઉં છું.

સુપ્રિયઃ ક્યાં? શા માટે?

કેમનકરઃ હું પરદેશમાં જઇ ત્યાંથી સઇનિકો લઇ આવીશ અને આ ધાર્મિક આગને રક્તથી બુઝવીશ.

સુપ્રિયઃ આપણા સઇનિકો છેને!

કેમનકરઃ તેમની મદદની આશા રાખવી નકામી છે. તેઓ પણ પતંગની પેઠે દીવાની જ્યોતિ પર મરી રહ્યા છે. મુર્ખાઓની પેઠે તેઓ વિજયનાદ કરી રહ્યા છે તે સાંભળતો નથી? આખું શહેર પાગલ થઇ પોતાના પવિત્ર ધર્મની ચીતા જોઇ ઉત્સવ કરી રહ્યું છે.

સુપ્રિયઃ તમે જવાનાજ હો તો મને સાથે લઇ જાઓ.

કેમનકરઃ નહિ તું અહિ રહી જાસુસી કરજે ને મને બધી વાતથી વાકેફ રાખજે પણ મિત્ર, જોજે તારા હૃદયને જુઠી માયાની નવીનતાથી મોહ પામવા ના દેતો.

સુપ્રિયઃ માયા નવીન છે પણ આપણી મૈત્રી જુની છે. આપણે બાળપણથી સાથે ઉછર્યા છીએ ને આજે પહેલીજવાર જુદા પડીએ છીએ.

કેમનકરઃ એ જુદાઇ છેલ્લી થાઓ! આવી વખતે સઘળા સ્નેહ બંધનો તુટી જાય છે. ભાઇ ભાઇની ને મિત્ર મિત્રની સામે પડે છે. હું રાતે અંધારામાં બહાર જઇશ ને અંધકારમાંજ દરવાજા આગળ પાછો આવીશ. મારો મિત્ર મને માર્ગ બતાવા મશાલ લઇ મારી રાહ જોતો ઉભો રહેશે એવી આશા સાથે હું જાઉં છું.

(તેઓ જાય છે.)

(ઝરૂખામાં રાજકુમાર સાથે આવે છે)

રાજાઃ કુમાર મને લાગે છે કે મારે કુંવરીને દેશપાર કરવી પડશે.

કુમારઃ હા પિતાજી! હવે વિલંબ કરવામાં સાર નથી.

રાજાઃ ધીમે બોલ પુત્ર, ધીમે બોલ. હું મારૂં કર્તવ્ય બજાવીશ ને તેને દેશપાર કરીશ.

(કુમાર જાય છે, રાણી આવે છે.)

રાણીઃ રાજન, એ કયાં છે? તમે એને મારાથી પણ છુપી રાખી છે?

રાજાઃ કોને?

રાણીઃ મારી માલીનીને.

રાજાઃ શું? એ એના ભુવનમાં નથી?

રાણીઃ નહિ. હું શોધી શોધીને થાકી પણ એનો પત્તો નથી જાઓ, સૈનિકો લઇને શહેરમાં જાઓ અને એકે એક ઘરની ઝડતી લો. પ્રજા એને ચોરી ગઇ છે. બધાને દેશપાર કરો. એ પાછી આવે ત્યાં સુધી આખું નગર ખાલી કરાવો.

રાજાઃ મારૂં રાજ્ય ફના થાય તોપણ હું એને પાછી લાવીશ.

(મશાલો સાથે સૈનિકો અને બ્રાહ્મણો માલીનીને લઇ આવે છે)

રાણીઃ દીકરી, માલીની, તું મને ભમાવીને બહાર ચાલી ગઇ?

**બીજો બ્રાહ્મણ:** મહારાણી એનાપર ગુસ્સો ન કરો. એ અમને આશિષ આપવા અમારે ઘેર આવી હતી.

**પહેલો બ્રાહ્મણ:** શું એ ફકત તમારી છે? એ અમારી દેવી નથી?

**બીજો બ્રાહ્મણ:** દેવી, માતોશ્રી, અમને ભુલશો નહિ. જીવનના અનંત સાગરમાંથી અમને તારનાર તમેજ છો.

**માલીની:** મારા દરવાજા તમારે માટે ખુલ્લા છે. હવે પછી આ દિવાલો આપણને જુદા પાડી શકશે નહિ.

**બ્રાહ્મણો:** માતૃભૂમિની જય!

(તેઓ જાય છે.)

**માલીની:** માતુશ્રી, હું બ્હારના જગતને આપણા ઘરમાં લાવી છું. મારા જીવનના સઘળા બંધનો તોડી નાખી આજે હું આખા વિશ્વ સાથે મળી ગઇ હોઉં એમ લાગે છે.

**રાણી:** હા બ્હેન! હવે તને બ્હાર જવાની જરૂર નહિ રહે. આખા જગતને તારી ને તારી માની પાસે લઇ આવ...પણ જો, રાત, વહી ગઇ છે. અહિં બેસ, શાંત થા. તારા જીવનની જ્યોતિ તારી આંખમાંની નિદ્રા ઉડાવી દે છે.

**માલીની:** (રાણીને ભેટીને) બા, હું થાકી ગઇ છું. મારૂં શરીર ધ્રુજે છે. જગત એટલું વિશાળ છે મા! મને ગીત ગાઇને સુવાડી દે. મારી આંખમાં આંસુ આવે છે. મારૂં હૈયું ભરાઇ આવ્યું છે.

# અંક ૨ જો.

**સ્થલ: રાજમહેલનો બાગ.**

**માલીની:** હું તમને શું કહું ? મને વાદવિવાદની ગતાગમ નથી મે તમારા શાસ્ત્રો વાંચ્યા નથી.

**સુપ્રિય:** હું મુર્ખ વિદ્વાનોથાં શાસ્ત્રી ગણાઉં છું, મેં સર્વ તર્કો અને શાસ્ત્રો છોડી દીધા છે. રાજકુમારી, મને પ્રકાશમાં દોરી જાઓ.

**માલીની:** પણ બ્રાહ્મણ, તમે મને સવાલ પુછો છો ત્યારે હું લાચાર થઇ જાઉં છું અને તમને જવાબ આપી શકતી નથી. મને અજાયબી એ લાગે છે કે તમે શાસ્ત્રજ્ઞ હોવા છતાં મને સવાલ પૂછવા આવો છો.

**સુપ્રિય:** હું તમારી પાસે જ્ઞાન મેળવવા આવ્યો નથી પણ મારૂં સઘળું જ્ઞાન ભુલી જવા આવ્યો છું. માર્ગો અનંત છે પણ તેપર પ્રકાશજ નથી.

**માલીની:** અફસોસ, મહાશય ! તમે જેમ જેમ વધુ વાત કરો છો તેમ તેમ હું લાચાર થતી જાઉં છું મારા જીગરમાં છૂપી વીજલીના ચમકારાની પેઠે આવેલો સ્વર્ગીય અવાજ ક્યાં છે ? તે દિવસે તમે શંકામાં ને શંકામાં મરાયા દૂર કેમ રહ્યા ? હવે હું દુનિયાની સામે જઇ ઉભી છું ત્યારે મારૂં જીગર ડરી જાય છે અને મારા હાથમાં સોંપાયલા વહાણનું સુકાન કેમ જાળવવું તે હું સમજી શકતો નથી મને લાગે છે કે હું એકલી પડી ગઇ છુ, વિશ્વ અનંત અને વિશાલ છે, રસ્તાઓ અનેક પડયા છે અને આકાશમાંથી જ્યોતિનો ચમકારો આવી બીજી પળે નષ્ટ થઇ જાય છે. તમે શાણા અને વિદ્વાન છો. તમે મને સહાય કરશો ?

**સુપ્રિય:** તમે મારી સહાય માગશો ત્યારે હું મારી જાતને ધન્યવાદ માનીશ.

# જાહેર ખબર.

મારા ભત્રીજા મરહુમ મી૦ વેણીલાલ જીવરાજ ગાંધી, મુંબઇના, તેણે ધી હીમાલય એશ્યોરન્સ કું૦ લી૦ ૮, ડેલ હાઉસી સ્કવેર કલકતામાં પોતાની જીંદગીનો રૂ. ૨૦૦૦ (બે હજારનો) માટે વીમો ઉતરાવેલો હતો. તે વીમો ઉતરાવ્યા બાદ એક વર્ષે ગુજરી ગયા. મુંબઇ કોટ, હોરનબી રોડ, અકબર બીલ્ડીંગમાં આવેલ ધી હીમાલય એશ્યોરન્સ કું૦ લી૦ ના મુખ્ય એજંટો, મેસરસ આર. પટેલની કું૦ વાળા મી૦ આર. પટેલ ઉપરની પોલીસીને લગતા દાવાની રકમ મહેરબાની કરી મારા ઘર ઉપર આવી આપી ગયા.

દાવાને લગતાં કાગળીઆં રજુ કર્યા બાદ એક અઠવાડીયા જેટલી મુદતમાં દાવાની રકમ ઘણીજ ઉતાવળથી પગાર કરવા માટે હું ખરેખર કંપનીને ધન્યવાદ આપું છું. કલકત્તાની હીમાલય ઇન્શ્યોરન્સ કું૦ લી૦ જેની વ્યવસ્થા હીંદીઓના હસ્તક છે અને જે સારા લાભો પોતાના ગ્રાહકોને આપે છે તે કંપનીમાં જીંદગીના વીમો ઉતરાવવાને જાહેર પ્રજાને ભલામણ કર્યા વગર મારાથી રહેવાતું નથી.

(સહી) જેઠાલાલ વીરજી ગાંધી.

મજકુર દાવાના પતાવટ બાબતમાં અમો જાતે માહીતી ધરાવીએ છીએ, મજકુર દાવાની પતાવટમાં ધી હીમાલય એશ્યોરન્સ કું૦ લી૦ તરફથી જે વખાણવા લાયક તત્પરતા બતાવવામાં આવી છે તેને માટે કંપનીના અમો ઘણી પ્રસંશા કરીએ છીએ.

ધી વોલેસ ફલાવર મીલ્સ કું૦ લી૦ વતી,

(સહી) વસનજી સન્સ એન્ડ કું૦

એજંટો.

૫, વોલેસ સ્ટ્રીટ, કોટ.

મુંબઇ, તા૦ ૨૩ મી ડીસેમ્બર ૧૯૨૭.

માલીની: જીવનમાં એવા પ્રસંગો આવે છે કે જ્યારે નિરાશા જીવ-નના સઘળા તરંગોને દાબી દે છે. અચાનક મનુષ્યના ટોળાપર નજર કરતાં હું ડરી જાઉં છું. એવી ભયંકર પળે તમે મારી વ્હારે ધાઇ મને આશાનો એક બોલ કહી પુનર્જીવન આપશો ?

સુપ્રિય: હું તમારી સેવામાં હાજર રહીશ. હું મારા હૃદયને સાદું અને પવિત્ર બનાવીશ, મારા મનને શાંત કરીશ અને તમને સહાય થવાની યોગ્યતા મેળવીશ.

(હજુરીઓ આવે છે.)

હજુરીઓ: રાજકુમારી, નગરજનો તમને મળવા આવ્યા છે.

માલીની: આજે નહિ. મારા તરફથી તેમની ક્ષમા માગી લે. મને આજે આરામની જરૂર છે કેમકે મારું મન અશાંત થઇ ગયું છે. (હજુરીઓ જાય છે) હવે મને તમારા મિત્ર કેમનકરની વાત કરો. તમારી જીવનકથા જાણવાને હું આતુર છું.

સુપ્રિય: કેમનકર મારો મિત્ર છે, ભાઇ છે, ગુરૂ છે. બાળપણથીજ તેનું મન દ્રઢ હતું. મારું મન ચંચળ અને સંશયી હતું. તેણે મને હંમેશાં હૃદય સરસો ચાંપી રાખ્યો છે. પણ વહાણ ગમે તેવું મજબુત હોય તોપણ તેમાં નાનું સરખું છીદ્ર પડતાં તે ડુબી જાય છે તેમ મેં કેમનકરની નૌકા ડુબાવી દીધી છે.

માલીની: તમે ?

સુપ્રિય: હા. જે દિને તમારા વદનનું દર્શન થતાંજ આમ વર્ગનો બળવો શમી ગયો ત્યારે એકલો કેમનકર દ્રઢ હતો. કાશીની પૂણ્ય ભૂમિમાંથી નવા ધર્મનું જડમૂળ કાઢવા માટે મને અહિં મૂકી તે પરદેશી સૈન્ય લેવા ગયો હતો. પછી શું થયું તે તમે જાણો છો. તમે મને નવાજ દેશમાં નવો જન્મ આપ્યો. "પ્રેમ સર્વ ધર્મનો આધાર છે" એ જુગજુગ જુનું સત્ય પૃથ્વીપર ક્યારનું અટવાયા કરતું હતું તેનો તમે સાક્ષાત્કાર કરી બતાવ્યો. મારું જીગર મારા મિત્ર માટે તડફડવા લાગ્યું પણ તે દૂર-દૂર ચાલ્યો ગયો હતો પછી તેનો પત્ર આવ્યો. તેમાં તેણે લખ્યું

હતું કે તે પરદેશી સૈન્ય સાથે નવા ધર્મનો નાશ કરવા અને તમને મોતની સજા કરવા માટે ધસી આવે છે. મારી ધીરજ રહી નહિ. હું અસ્થિર બની ગયો અને મેં એ પત્ર રાજાને બતાવી દીધો.

માલીની: સુપ્રિય! તમે તમારી જાતને કેમ ભૂલી ગયા? તમે શા માટે ભયભીત થયા? કેમનકર અને તેના સૈનિકો માટે શું મારા દિવાનખાનામાં સ્થાન નથી!

(રાજા આવે છે.)

રાજા: મને ભેટ, સુપ્રિય! હું અણીની વખતે જઇ પહોંચ્યો હતો. આજે કેમનકર મારો કેદી છે, જો હું એક કલાક મોડો ગયો હોત તો મારા રાજ્યનો નાશ થાત. તું મારો સાચો મિત્ર છે સુપ્રિય—

સુપ્રિય: પ્રભુ મને માફ કરે.

રાજા: તને ખબર છે કે રાજકર્તાનો પ્રેમ સાંકો હોતો નથી. માગ, માગ, જે જોઇએ તે માગી લે. બોલ, તને શું જોઇએ છે?

સુપ્રિય: કંઇ નહિ, રાજન્! કંઇ નહિ. હું ઘેર ઘેર ભીખ માગીને ગુજરાન કરીશ.

રાજા: માગ, સુપ્રિય! માગ તું કહેશે તો હું તને રાજાઓને ઇર્ષ્યા આવે એવા ફળદ્રુપ પ્રાંતો ભેટ આપીશ.

સુપ્રિય: મને મુલકનો લોભ નથી.

રાજા: સમજ્યો! તું શું ઇચ્છે છે તે માગી લે. પાગલ જવાન, જે તને અશકય જણાય છે તે પણ માગી લે. તું બોલતો કેમ નથી? જે દિવસે તેં મારી માલીનીને દેશપાર કરવાની અરજ કરી હતી તેનું તને સ્મરણ છે? મારી પુત્રીને પોતાના પિતાના ઘરમાંથી કાઢી મૂકવાની માગણી પાછી કર...દીકરી, તને ખબર છે કે આ યુવાને તારી જીંદગી બચાવી છે તેનું કરજ ચૂકવતાં તને દુઃખ થશે.—

**સુપ્રિય:** રાજન્ કૃપા કરી આ વાત જવા દો. જગત્‌માં એવા અનેક ભક્તો છે જેઓ જીવનભર તપ કરીને પોતાની વાસના તૃપ્ત કરે છે અને મને એવો ભક્ત ગણવામાં આવશે તો હું સુખી થઈશ. પણ મિત્રદ્રોહના બદલા તરિકે રાજા પાસેથી ભેટ લેવી મને માન્ય નથી....રાજકુમારી, તમારી મહત્તાનો પાર નથી. એક ભીખારી આત્માનો ટળવળાટ તમે જાણતાં નથી. આખા જગત પ્રત્યે તમે જે પ્રેમભરી દયા ફેંકી રહ્યા છો તે કરતાં એક અણુમાત્ર પણ વધારે માગવાનો મને અધિકાર નથી.

**માલીની:** પિતાજી તમે કેદીને શી સજા કરી છે?

**રાજા:** ફાંસીની.

**માલીની:** ઓ! નહિ નહિ તેને મારી બક્ષો.

**રાજા;** એ બંડખોર છે કુમારી!

**સુપ્રિય:** રાજન, તમે તેનો ન્યાય કરો છો? જ્યારે એ તમને સજા કરવાને હલ્લો લાવ્યો ત્યારે એ પણ તમારો ન્યાય કરવા બેઠો હતો. તમારૂં રાજ લૂંટવા એ આવ્યો ન્હોતો.

**માલીની:** એને જીવતદાન દો પિતાજી! એમ કરશો તોજ જેણે તમને મહાન આફતમાંથા ઉગાર્યા છે તેની મૈત્રી માટે તમે હકદાર ગણાશો.

**રાજા:** તું શું કહે છે સુપ્રિય? એ બંડખોરને ક્ષમા કરૂં?

**સુપ્રિય:** એજ રાજમુગટને શોભાવનારી વાત છે.

**રાજા:** ઠીક છે હું તને તારો મિત્ર પાછો સોંપીશ. પણ રાજાની ઉદારતા અહિંજ અટકવી ન જોઈએ. હું તને કંઈક એવું આપીશ કે જેની તને આશા પણ ન હોય. હુ બદલો આપતો નથી. તેં મારૂં જીગર જીતી લીધું છે, હું તને એ જીગરનું રત્ન સોંપવા માગું છું...માલીની! શરમાય છે કેમ? તારા પોપચાંપર લજ્જા કેમ છવાઇ છે? પુત્રી! આજ સુધી તારા ઉપાસમ સૌંદર્ય પર રાતી સુરખી નથી. એક નિર્મળ શ્વેત જ્યોતિર્મય પ્રકાશ હતો. આજે તારા વદનપર મીઠી મધુરી લજ્જાની સુરખી આવે

છે. (સુપ્રિયને) ઉભો થા, સુપ્રિય ! મને ભેટ અત્યંત સુખથી હું મુંઝાઇ ગયો છું. મને જરાવાર મારી માલીની સાથે એકલો રહેવા દે (સુપ્રિય જાય છે) માલીની મને લાગે છે કે મને મારી પુત્રી પાછી મળી છે. એ પુત્રી આકાશના ચળકતા તારા સમી નથી પણ પૃથ્વીપર ખીલતા સુવાસિક પુષ્પ સમી છે. તું મારી પુત્રી છે—મારા હૃદયનો આધાર છે.

(હજુરીઓ આવે છે.)

હજુરીઓ: કેદી હાજર છે, રાજન !

રાજા: તેને અહિં લઇ આવ...એ આવ્યો. માલીની ! જો, એના નયનો સ્થિર છે, મસ્તક અભિમાનથી ઉંચું રહી ગયું છે અને તોફાનમાં સ્થિર રહેતાં કાળાં વાદળાં જેવો એ અડગ છે.

માલીની: પિતાજી એના હાથમાં બેડી છે તે શરમભર્યું છે. મહાન માણસનું અપમાન મહત્તાના અપમાન બરાબર છે. એ કેદી દયા તરફ મશ્કરીથી જોતાં દેવ જેવો લાગે છે.

(બેડી સાથે ક્ષેમનકર આવે છે.)

રાજા: તને કેવી સજા જોઇએ છે ?

ક્ષેમનકર: મોતની.

રાજા: જો હું તને માફ કરૂં તો ?

ક્ષેમનકર: તો જે કામ અપૂર્ણ રહ્યું છે તે પુરૂં કરવાનો મને સમય મળશે.

રાજા: તને જીવનની દરકાર જણાતી નથી. બોલ, તારી અંતિમ ઇચ્છા શું છે ?

ક્ષેમનકર: મરવા પહેલાં હું મારા મિત્ર સુપ્રિયને મળવા માગું છું.

રાજા: (હજુરીઆને) સુપ્રિયને બોલાવ.

માલીની: પિતાજી, આના વદનમાંની શક્તિથી મને ભય લાગે છે. પિતાજી, સુપ્રિયને અહિં ન બોલાવો.

રાજા: તારે બ્હીવાની જરૂર નથી.

(સુપ્રિય આવે છે ને કેમનકરને ભેટવા જાય છે.)

કેમનકર: નહિ. નહિ હમણાં નહિ. પ્રથમ આપણે જે કહેવાનું હોય તે એક બીજાને કહી નાખીએ. પ્રેમના ઉભરા પછી કાઢજે, આવ—મારી નજીક આવ. તું જાણે છે કે મને શબ્દલાલિત્ય ઝમાવતાં નથી આવડતું ને મારો સમય આવી રહ્યો છે. મારી કસોટી પૂરી થઇ છે પણ તારી હજુ બાકી છે. બોલ તેં શા માટે આવું કર્યું ?

સુપ્રિય: મિત્ર, સુહૃદ, તું એ સમજી શકવાનો નથી, મારે મારા જીવનના ભોગે પણ મારા ધર્મને સાચવવાનો હતો.

કેમનકર: હું તારો મનોભાવ સમજું છું સુપ્રિય ! મેં પેલી કન્યાનું મોહક જાદુભર્યું વદન જોયું હતું. તે એના ચળકતા નેત્રોમાંથી ખરતા અગ્નિમાં તારા બાપના—તારા દેશના ધર્મને હોમી દીધો અને વિશ્વાસઘાતના પાયાપર નવો ધર્મ ચણવા માંડયો.

સુપ્રિય: તારી વાત સાચી છે મિત્ર ! મને આ સુંદરીના રૂપમાં મારો ધર્મ મળી ગયો છે. તારા પવિત્ર ધર્મશાસ્ત્રો મારે માટે મૌન અને જડ થોથાસમા હતા. આ કન્યાના નેત્રોના પ્રકાશથી મેં સૃષ્ટિનો પ્રાચીન ચોપડો વાંચ્યો છે અને હું સમજ્યો છું કે જ્યાં મનુષ્ય હોય, જ્યાં પ્રેમ હોય ત્યાં સાચો ધર્મ રહે છે. બાળકને માતાના પ્રેમમાં અને માતાને નાનાં બાળકરૂપે ધર્મ મળે છે. દાતાની દાનવૃત્તિમાં અને યાચકના કૃતજ્ઞ હૃદયમાં ધર્મ વસે છે તેજ, પ્રેમ, શાંતિ અને અનંત જ્ઞાનથી ઝળહળતા રાજકુમારીના વદનને જોઇને મને મનુષ્યની અનંતતાનું ભાન થયું છે અને તેથી મેં તેનો ધર્મ સ્વીકાર્યો છે.

કેમનકર: મેં પણ એ વદન જોયું હતું અને એક પળ મને સ્વપ્નવત એવો ભાસ થયો હતો કે પુરૂષોને સ્વર્ગપંથે દોરી જવાને અંતે ધર્મ સ્ત્રીરૂપે અવતર્યો છે. એકપળ કંઇ અજબ સંગીતનો ધ્વનિ મને સંભળાયો અને મારા જીગરની આશાઓ ખીલતી

જણુાઈ હતી પણુ મે એ જૂઠી ભ્રમણા અને માયાવી બંધનો તોડી નાખ્યાં ન્હોતા ? મેં નાલાયકોના અપમાન ખમી, મારા બાળસખાનો ત્યાગ કરી હું ધીરજથી ધર્મરક્ષણુ કરવા માટે પરદેશમાં ગયો ન્હોતો ? તેં શું કર્યું ? મારી ગેરહાજરીમાં રાજાના બગીચામાં પુષ્પોના મધુર પરાગમાં બેસી તારા મોહને ધર્મ માની તેં પેલા સુંદર વદનની ગુલામગીરી સ્વીકારી લીધી.

સુપ્રિય: જુદા જુદા સ્વભાવના મનુષ્યોને સંઘરવા જેટલી આ દુનિયા વિશાળ નથી ? આકાશમાંના અનંત તારાઓ એક સૃષ્ટાપર સત્તા મેળવવા માટે માંહોમાંહે લડ્યા કરે છે ? જુદા જુદા સ્વભાવ માટે જરૂરી જુદા જુદા ધર્મો પોતપોતાનો પ્રકાશ જુદી જુદી રીતે ન નાખી શકશે ?

કેમનકર: શબ્દો, શબ્દો, ખાલી શબ્દો. સત્ય અને અસત્યને એક બીજાની સમીપ રહેવા માટે જગતમાં જમ્યા નથી. મનુષ્યનો ખોરાક પેદા કરનારા ખેતરમાં કાંટા ઉગાડવાની મજુની મરજી નથી. પ્રેમ સર્વ પ્રેમની સૃષ્ટિ કરવામાં એટલી મુર્ખાઈ ભરી હદે જતો નથી. દગાબાજ મિત્રના વિશ્વાસઘાતનો પુરાવો મળ્યા પછી પણુ તેની દોસ્તી રાખવી ? નહી. સંહિષ્ણુતાની પણુ હદ હોવી જોઈએ પોતાના ધર્મનું રક્ષણુ કરનાર ચોરની પેઠે મરી જાય અને ધર્મદ્રોહી વૈભવવિલાસમાં રહે ? નહિ. નહિ. એવો ભયંકર દેખાવ જોઈને બેસી રહે એવા સખત હૈયાની દુનિયા નથી.

સુપ્રિય: (માલીનીને) આ બધા અપમાનો હું તારે માટે ખુશીથી સહી લઉં છું કુમારી ! કેમનકર. તું તારા ધર્મ માટે તારી જીંદગી કુરબાન કરે છે. મારૂં બળીદાન તેથી વધારે છે. હું તારા પ્રેમની કુરબાની કરૂં છું કે જે મારી જીંદગી કરતાં મારે મન વધુ કિંમતી છે.

કેમનકર: એ લવારો જવા દે. સઘળા સત્યોની મોતના દરબારમાં કસોટી થવી જોઈએ. મિત્ર ! તને આપણી વિદ્યાર્થી દશાનું સ્મરણુ થાય છે કે જ્યારે આખી રાત એક વિષય પર ચર્ચા

ફરી અંતે કોણુ સાચું છે તેનો નિર્ણય કરાવવા માટે આપણે બન્ને સ્હવારના પહોરમાં ગુરૂજી પાસે જતા હતા ! એ સમય પાછો આવવા દે. ચાલ, એ અંતીમ દેશમાં ચાલ. મૃત્યુની સમીપ આપણા સઘળા સવાલો સાથે આપણે બંને ઉભા રહીશું ત્યારે એક પલકારામાં સઘળી શંકાઓ નાબુદ થઈ જશે અને આપણે બે મુર્ખા એક બીજા સામે હસતા હસતા જોઇ રહીશું. પ્રિય મિત્ર ! મૃત્યુ પહેલાં એ અનંત અને સર્વોત્તમ ઘડી આવવા દે.

સુપ્રિય: જેવી તારી મરજી.

કેમનકર: ત્યારે આવ મને ભેટ, તું તારા સખાથી દૂર–દૂર–દૂર ભટકતો રહયો છે હવે હંમેશને માટે મારી પાસે આવ અને જે તને ચાહે છે તેને હાથે મોતનું ઇનામ સ્વીકાર.

( સુપ્રિય ભેટવા જાય છે. કેમનકર તેને છેડી મારે છે ને સુપ્રિય જમીન પર તુટી પડે છે. )

કેમનકર: (સુપ્રિયના શબને આલિંગન દઇ રાજાને) હવે તારા મારાઓને બોલાવ, રાજા !

રાજા: મારી સમશેર લાવ.

માલીની: પિતાજી, કેમનકરને ક્ષમા કરો.

સમાપ્ત.

ખાસ સ્ત્રીઓ માટે દવા

# એમ્બ્રોશીયા.

ચાલુ જમાનામાં સ્ત્રીઓની અનેક દવાઓમાં

એમ્બ્રોશીયા અકસીર છે.

પ્રદર, હીસ્ટીરીઆ, પેડુનો દુઃખાવો, અનિયમીત ઋતુ, ગર્ભાશયમાં રહેલા વીકારો

## એમ્બ્રોશીયા

વાપરવાથી બીલકુલ નાશ થાય છે.

તમારા કુટુંબ માટે એક બાટલી જરૂર ખરીદી આરામ મેળવો.

કીંમત બાટલી ૧ ના રૂ. ૨

મુંબઈના એજં

એ. એમ. ડક

દવાના વેપારી.

જુમામ

સોલ એજ

વારીયલ

એ

પ્રીન્સેસ સ્ટ્રીટ